

# વ્રત ચિત્રાવલિ

ચિત્રકાર

**કનુ દેસાઈ**



# અનુક્રમ



OTHER ART WORKS

## BY KANU DESAI

SEVENTEEN SILHOUETTES
INDIA'S PILGRIMAGE
MAHATMA GANDHI
WATER COLOURS
MANGALASHTAKA
FESTIVAL OF LIFE
GAYATRI



# વ્રત ચિત્રાવલિ

ગુજરાતનાં કન્યાજીવન તથા નારીજીવનનાં વિવિધ વ્રતોના ચિત્રપ્રસંગો

**આલેખક કનુ દેસાઈ**

શ્રી ઝવેરચંદ મેઘાણીના પરિચય સાથે








**રોમના** ઇતિહાસમાં એક કથા છે. શાસનનું શત્રુત્વ કરનારા એક વૃદ્ધ પ્રજાજનને રાજસત્તા કારાગારમાં નાખે છે. અન્ન વગર એને ભૂખે મારવાની રાજ-કામના છે. એના કાળાશભર્યા કારાગૃહમાં એક માત્ર આત્મજનને મેળાપ કરવાની પરવાનગી છે. એ આત્મજન એ વૃદ્ધની યુવાન પુત્રી છે. મેળાપ દરમ્યાન પુત્રી પોતાના ભૂખે મરતા બુઢ્ઢા બાપને પોતાનાં સ્તને લગાડી ધાવણ ધવડાવતી. દીકરીના દૂધમાંથી બાપ જીવન પીતો.

માનવપ્રાણ અને કલા: બંને વચ્ચેનો આ ચિરકાલીન સંબંધ સચવાયો છે. ધર્મની સત્તાએ જ્યારેજ્યારે માનવાત્માની ચોપાસ જીવલેણ કુશ્રદ્ધાનું કાળું કારાગાર સરજાવ્યું છે ત્યારેત્યારે કલા—સાચી, યૌવનભરપૂર કલા—કુકલા, શાસનની રખાયત મોહિની કલા નહિ—તેણે માનવાત્માને પોતાને હૈયે લીધો છે. બંધનો તો એ નથી ભેદી શકી, પણ જીવનદોરી ટકાવી રાખી છે એણે.

આર્યાવર્તની પ્રજાનો મિલન-ઇતિહાસ અટપટો છે. એના પ્રવાહોની સ્વચ્છ તારવણીના પ્રશ્ને ઇતિહાસકારોને ગોથાં ખવડાવ્યાં છે. પણ એના જીવનપાષાણોની ચીરાડોમાંથી સદા ટપકતી રહેલી જીવન-કલા પોતાની લીલોતરીની આછી પગદંડી યુગયુગોના વેરાન વચ્ચેથી પણ આલેખતી આવી છે.

આપણે એને લોકજીવનની કલા કહીને ઓળખીએ છીએ. જનતાના વ્રતોત્સવો એ લીલી કેડીને અનુસર્યા છે. વ્રતોત્સવોની અંદર વહેતીથાણ રહેલી એ કલા પેલી પિતાપોષક પુત્રીની સ્તનધારાની ઉપમાને યોગ્ય છે.

બંગાળાનાં નારી-વ્રતોને નિહાળીનિહાળી જગખ્યાત કલાકાર અવનીન્દ્રનાથ ઠાકુરે લખ્યું છે કે 'આ વ્રતો તો માનવીની સર્વસાધારણ સંપત્તિ છે. અમુક ધર્મ કે અમુક જ જાતિના વાડામાં એ બંધાએલી નથી. ઋતુઓનાં પરિવર્તનની સાથોસાથ માનવદશામાં જે પલટા આવે છે, તે પલટાતી સ્થિતિને વટાવી જવાની ઇચ્છામાંથી જ આ વ્રતક્રિયા ઉત્પન્ન થાય છે. જે નિરનિરાળી વિધિ માટે માનવી મનકામના સફલ કરવા માગે છે તેનું નામ જ વ્રત. પુરાણ જેટલું જ પુરાતન—બલ્કે તેથી યે પુરાતન માનવીનું રચેલું એ વિધાન છે.'

એ બધાં લોકવ્રતોને—શાસ્ત્રે રચેલાં નહિ, પણ લોકજીવનની સ્વાભાવિક પ્રકૃતિપ્રેમી પ્રાણેચ્છાએ સરજાવેલાં લોકવ્રતોને—ગૂર્જર ગૃહસંસારમાંથી ખોળી ખોળી તેમનું ધાર્મિક, ઐતિહાસિક, તેમજ કલાત્મક તત્ત્વ પકડવાના પ્રયત્નો થયા છે. શિષ્ટત્વનું આંતરપ્રાંતીય બિરુદ પામેલી કનુ દેસાઇની પીંછી આ ચિત્રાવલિની રેખાઓમાં એ વ્રતોના ધ્વનિને પકડી આવી છે. કલાકારની પીંછીને શબ્દ-સૃષ્ટિની વિટંબનાઓ સતાવતી નથી. શબ્દની પીઠ ઉપર અનર્થસહજ અર્થનો બોજ છે. પીંછી તો કેવળ ધ્વનિની જ પાંખો પર વિહરતું ભારમુક્ત પંખી છે. એ વાતે કનુનાં આ ચિત્રોમાં વિલસી રહેલી છે. એકેક ચિત્ર લઇને ઉકેલીએ:

**કુમકુમ વ્રત:** ચાળીસ પચાસ વર્ષ પૂર્વેની બાલ્ય દુનિયા જોડે આજના ગુજરાતી પ્રૌઢને સાંકળાતું એ 'કુમકુમ વ્રત' કદાચ અત્યારે પણ સજીવ હશે. એને આપણે વ્રત કહીશું? કે ચિરવર્ષણ નિઃસ્વાર્થી આશીર્વાદ? દસેક વર્ષની ગૂર્જર કુમારિકાએ કોઇક સોહામણી શ્રાવણ ઋતુની પાસેથી આદેશ લીધો કે વર્ષભરના પ્રત્યેક પ્રાતઃકાલે ઊઠીને કંકુઘોળી કંકાવટી લેજે, અમુક ચોક્કસ સંખ્યા જેટલી સ્ત્રીઓના લલાટે ચાંદલા ચોડજે. કેવળ સ્ત્રીઓને જ? નહિ; 'પાડોશીઓને, સૂઇને ઊઠતી સહિયરોને, સામી મળતી ગાયને, મૌન ઊભેલા પીપળાને, સ્થાવરજંગમ, જેટલાને અને તેટલાને ચાંદલા કરતી એ મંગલા શકુનો જ વરસાવે છે.' બદલો એ નથી માગતી; માગે છે ને સહજ મેળવે છે, સર્વનું મુક્ત મધુર સ્મિત એકેક!

પ્રભાતનો વાયુ એ બે જણાનાં વસ્ત્રોને લહેરિયાં લેવડાવે છે. ચણિયા ઉપર છુટા છેડલાનો હિલ્લોલ લેતી ચુંદડી એ શકુનદાત્રી વ્રતિનીનું કૌમાર બનાવે છે. સૌભાગ્યવતીનો મર્યાદાવંત લેબાસ પણ લોકવ્રતોની માફક જ જીવનને જકડનારી આચારોની સખ્તાઇને પ્રભાતના વાયુસંચરણ વચ્ચે અવમાનિત કરે છે.

**અલુણા વ્રત**: શૈશવના ખેલ: અને ખેલદ્વારા સમાજના મંગલ માટે કામના: એ કામનાની ક્યારીમાં સમાજના આપત્તિનિવારણની ઇચ્છાનું બીજ રોપાય છે. એના અંકુરો અલૂણા વ્રતને રૂપે ઊગે છે. અલૂણાવ્રતનું લોકનામ મોળાકત. મીઠા વિનાનું ભોજન કરવાની એ બાલ તપશ્ચર્યા અષાઢ મહિનાના અજવાળિયા પખવાડિયામાં મંડાય. ને એની પાછળ પડેલી કામના કઈ? વરસાદને નોતરવાની. એ મેઘ-આવાહનની ક્રિયામાં શુષ્ક કેવળ ક્રિયાકાંડ નહોતો, પણ કામનાનું મૂર્ત સ્વરૂપ ખડું કરવાની લીલા હતી. માટીના પાત્રમાં કન્યાઓ પોતાની જાતે જ ખોદી આવેલી ખેતરની કરાળ માટી પૂરે; મહીં પંચ-ધાન્યના દાણા વાવે, રોજ ઊઠી પાણી પાય; 'જવેરા' નામે જાણીતું અક્કેક નાનકડું ખેતર એ માટીના પાત્રમાં ઊગી નીકળે. તેનું કંકુછાંટણે પૂજન: એ પણ સમૂહપૂજન: જળાશયને આરે વૃન્દ-પૂજન: પુરોહિતોના મંત્રોચ્ચારો વિનાનું, નિર્ભેળ નિસર્ગ આવાહન; ને વરસોવરસ થતી વૃષ્ટિધારાને એમ કહીને લલચાવતી ગીતમયી પ્રાર્થના કે:

'મગ મગ જેવડા મોગરા રે, તલ તલ જેવડાં ફૂલ મોરી સૈયર!
આંબો મોર્યો.'

ઓ વૃષ્ટિ! તું વરસ્યે જગત ધાન્યમય, હરિયાળીમય અને પુષ્પિત બની જશે. વરસને!

કનુએ વૃષ્ટિ–આવાહનના આ ચિત્રમાં દેવાલયની ધર્મભૂમિકા સાચવી છે, જળાશયની જળભૂમિકા સૂચવી છે અને પાનભર્યાં જવેરાની તેમજ ફૂલભર્યાં આંબોડાની રસસંપત્તિસૂચક ભૂમિકા પણ આંકી છે. અને વૃષ્ટિ નથી થઈ તેની વાસ્તવ ભૂમિકાને સૂચવતું ઝાડનું ઠૂંઠું યે કનુએ નથી વિસાર્યું. કઠોર વસ્તુસ્થિતિ અને તેના નિરાકરણની કામના: બંનેનો સંયોગ રચતું આ કુમારિકા વ્રત.

**ગૌરી વ્રત**: પણ ગામનાં ખેતરોમાં કેવળ અનાજની જ સમૃદ્ધિ થવાથી કન્યાનું મનોરાજ્ય થોડું જ સંતોષાઈ શકે છે? જીવનમાત્રની રસકામનાઓ તો અંતરને ઊંડાણે રમતી હોય છે. એનું આવિષ્કરણ કન્યાઓએ ગૌરીવ્રતમાં કર્યું. ગૌરીએ શંભુ જેવો વર મેળવવા માતાપિતા કે સમાજની કશી જ શરમ વિના તપ-સાધના કરી હતી. એ તો હતી વિકટ સાધના. ઘર-ઘરની ગૌરીઓએ યુગાંતરજૂની એ તાપસી કન્યાને 'ગોર મા' તરીકે સંબોધી જગતના એ 'પિતરૌ' 'પાર્વતીપરમેશ્વરૌ'ની જોડી અદબ ન માની. તમે પણ આવું કર્યું'તું ને? તો અમે ય તમને કાં ન અનુસરીએ? વર આપો! તમે મેળવ્યો તેવો ખરો, પણ અમારા યુગકાળ પ્રમાણે થોડા સુધારાવધારાવાળો!—સાંભળો ગોર મા!

'ગોર મા ગોર મા ગોર મા રે
કંથ દેજો કહ્યાગરો!
સસરો દેજો સવાદિયો!
સાસુ દેજો ભુખાળવાં!
નણંદ દેજો સાહેલડી!
બગર ભેંસનાં દૂઝણાં!
દેરાણીજેઠાણીનાં જોડલાં!
દેર ને જેઠ ખેડ ઘોડલે!

સભરભર સંસાર જોઈએ છે. કનુની કલા એ ગંભીર મનકામના વ્રતિનીના મોં પર મૂકે છે.

અને અસલ વ્રતમાં જેની કલ્પનાને 'ગોર મા' જેવા પ્રયોગે ઘરડી બનાવી મૂકેલ છે એ ગૌરીનું સુપ્રસન્ન ભદ્ર યૌવન કનુની કલાએ જાણે કે કાલિદાસના 'કુમારસંભવ'માંથી ઉઠાવી લાવી લોકવ્રતની તથા શિષ્ટ સાહિત્યની ભાવનાનો મેળ મેળવી લીધો.

**અક્ષયતૃતીયા**: ચૈત્ર માસ એ વસંતકાલની પરિપક્વતા છે. યૌવનભરપૂર વાસંતી વનશ્રીને તે પછી તરત ફળ આવવા માંડે છે. આમ સંપૂર્ણ યૌવન પામેલી સૃષ્ટિને માતૃત્વ પ્રાપ્ત થાય છે. જીવનના વસંતકાળમાં સકલ રસકામનાઓનું આવિષ્કરણ વાસંતી કન્યાએ ગૌરીવ્રતમાં કર્યું અને તેના ફલરૂપે તેને જીવનમંગલનો લ્હાવ પ્રાપ્ત થયો. સંસારવિધાયકોએ સંસારના આ પ્રસંગનો ઉપર વર્ણવેલી સૃષ્ટિની સમુત્ક્રાંતિ સાથે અજબ મેળ સાધ્યો છે.

**તુલસી વ્રત**: હરગૌરીનું તપશ્ચર્યાસિદ્ધ લગ્ન અને વિષ્ણુ-તુલસીનું પ્રાયશ્ચિત્તલગ્ન: વીર જાલંધરની પત્ની વૃન્દાને વિષ્ણુએ છળથી ભ્રષ્ટ કરી. એ પાપનું પ્રભુને પ્રાયશ્ચિત્ત કરવું પડ્યું. નવે જન્મે વૃન્દા તુલસી-વૃક્ષ રૂપે અવતરી. આર્યોનો ઈશ્વર એ વૃક્ષને

વારંવાર લોકોત્સવ દ્વારા પરણે છે. એ ચિરલગ્નની ઉપાસના એટલે તુલસી વ્રત : તુલસી તો લોકોનાં આંગણાંની પુનિત અસુરાંગના : ઈશ્વરી અન્યાયથી દૂષિતા થએલી એ અનાર્યા તો યે આર્યોના દેવમંડળમાં પ્રવેશી. એને પાણી સીંચતી લોકકન્યા આષાઢની અજવાળી એકાદશીએ વ્રતનો આદર કરે, ને કાર્તિકની શુદ એકાદશીએ સમાપ્તિ ઊજવે. શી શી સિદ્ધિને સારૂ?

'આવે ચોખો જનમારો :
રે' એવાતણ ઊંડું :
આવે ભાઈ પુતરની રોળી.'

**જિ વ્રત:** પણ લગ્નજીવનના તો દોહ્યલા પંથ છે. એને પાર કરવાની કસોટી એવ્રત–જિવ્રતમાં ઐતિહાસિક બની છે. આષાઢની મેઘાચ્છાદિત ઘોર અમાવાસ્યાની રાત એવ્રત–જિવ્રતનો સાધનાસમય છે, કારણકે લોકજીવનની એક બલવાન ઘટના એવી કો' રાત્રિએ બની હતી. વરવધૂને ઘેર તેડી લાવતાં વહાલાં આપ્તજનો, મા ને બાપ સુદ્ધાં, એ ઘનઘોર રાતે સર્પદંશથી મૂએલા વરને છોડી પોતાના પ્રાણ બચાવવા માટે નાસી છૂટયાં હતાં, ત્યારે નહોતી ખસી એ નવવધૂ. પ્રકૃતિનાં ને પ્રાણી જગતનાં વિકરાળ સત્ત્વોએ ડરાવી છતાં અણડારી એ સ્વામીશબને સાચવતી બેઠી હતી. સ્વામીના જીવ સાટે એણે ચાર બાળકોનો મોહ છોડયો હતો. એવી લગ્નભાવનાને વિલસાવતું આ વ્રત પ્રત્યેક આષાઢની અમાવાસ્યાએ, અખંડ જાગરણ કરીને, અખંડ બળતે દીવે, લગ્ન પછીનાં પહેલાં ચાર વર્ષો સુધી રહેનારી લોકવધૂ કેવલ વૈરાગિની નહોતી, એ તો રાતભર ગરબે રમતી. અમાસનો અંધકાર એના અર્ધગંભીર, અર્ધરમતિયાળ ઉલ્લાસે કરી લજવાતો રમ્ય બની જતો. કનુના ચિત્રે એનું અંધકારઘેર્યું છતાં અડગ ઉપાસન મૂર્ત કર્યું છે.

**વટસાવિત્રી:** ઉપર કહ્યું તે પૌરાણિક આધાર વિનાનું લોકનિર્મિત લગ્નવ્રત. તેની જોડાજોડ આ, લોકવિખ્યાત સત્યવાન–સાવિત્રીની પુરાણોક્ત ઘટનાને સજીવન રાખતું વટસાવિત્રી વ્રત. બંનેમાં એક જ પરંપરા રમે છે. સ્વામીની આપત્તિને નિવારવાની જ મનકામના એ વ્રતની છે. ખુદ યમના પણ હાથમાંથી પતિને છોડાવી લેવાની વીરોદાત્ત ભાવના આ વ્રતની છે. યુગયુગોની જૂની એક આર્યાએ સ્વયં કાલનો સામનો કર્યો હતો. બિભીષિકાથી બીધી નહોતી; મૃત્યુરાજને શુદ્ધ વિચારશક્તિ વડે, વિનયવંત વાણી વડે ને દૃઢ સંયમ વડે પરાજય દીધો હતો.

અદમ્ય પુરુષાર્થને ભજતી સાવિત્રીએ વડ શા માટે પૂજ્યો હતો? વૃક્ષોમાં સૌથી વધુ આવરદા એ વૃક્ષની છે તે માટે! અતૂટ તાંતણા કાંતીને એણે વડ ફરતાં વીંટાળ્યા હતા. જિંદગીનો યે તાંતણો કલ્પાયો છે—જાતે તો ક્ષીણ, છતાં સાચવી જાણે તેના હાથમાં અતૂટ! કનુભાઈના ચિત્રમાં એ સંયમ અને ધૈર્ય વડે અખંડિત રહેતા જીવનતાંતણાનું રૂપક છે.

**નાગપાંચમ:** આગળ જોયું કે કન્યાઓ દેર-દેરાણી, જેઠ-જેઠાણી અને સાસુ-સસરાવાળો સમૃદ્ધ ગૃહસંસાર માગતી. પરંતુ એવો સંસાર વેદનાથી મુક્ત નહોતો. એકાદ કોઈ કુલવધૂને તો એવા સંસારની કલહ-ભીંસમાં કચડાવું પડતું. એવી કચડાએલીઓની કરુણ ઘટનાઓએ ગૂર્જર સંસારના ઇતિહાસને કલુષિત કર્યો છે. એવી દુર્દશામાંથી મુક્તિ માગતું વ્રત છે નાગ-પાંચમનું. શ્રાવણ વદ પંચમીનું આ વ્રત રહેનારીઓ આગલા દિવસના અવશેષ ભોજન ટુકડા ખાઈને એક દુઃખિયારીની વાર્તા યાદ કરે છે. વાર્તામાં વર્ણવાતી અણમાનીતી વહુને પિયરમાં કોઈ આશરો નથી રહ્યો. સાસરીઆંમાં એ હડધૂત છે. બાર ફેલાય છે, પણ એને ભાગે તો ચોરીને ખાવાના ઉબરડા જ રહ્યા છે. જળાશયે છુપાવેલા એ ઉબરડા કોઈ નાગણી જમી જાય છે. દુઃખિની પોતે સગર્ભા, એટલે ખાઈ જનારીને પણ પોતાના જ સરખી સગર્ભા સમજી, અથવા સમદુઃખી સમજી, 'ભલે ખાધા!'નો આશીર્વાદ આપે છે. એવી પરગજુ ભાવનાના પ્રતાપે એ પિયરવિહોણીને પેલી ખાઈ જનાર નાગ-માતાનો આશ્રય મળે છે. માટે જ નાગપાંચમની પૂજા નાગને ચડે છે.

નાગ-પ્રાણીની રૂપકથામાં મૂકાએલી આ કથા, કોને ખબર છે કે નાગ જાતિ નામે ઇતિહાસ જાણીતી કોઈ અનાર્ય માનવપ્રજાના જ એકાદ માનવી કુટુંબની ઉપકારગાથા હશે! દુઃખિની આર્યતનયા અને અનાર્ય નાગ-માતા વચ્ચેનો આ વિરલ યોગ હશે. જાતિજાતિ વચ્ચેનાં વૈરમાં આવી કોઈ ઘટનાએ પ્રેમની ભાત પાડી હશે. લોક સાહિત્યમાં એ પ્રેમ અંકિત થયો અને કલામાં એનું અંકન કનુ કરે છે આજે. શ્રાવણની પંચમીએ પુત્રવતી આર્યવધૂ, પ્રૌઢા વા વૃદ્ધા, પાણીઆરાની દિવાલે, નાગ-જાતિના ધ્વજચિહ્ન લેખે મનાતી કંકુની સર્પાકૃતિઓ આલેખે છે. લોકકથામાં આવતો એ અંતિમ પ્રસંગ છે. આશ્રયદાત્રી નાગમાતાના બે પુત્રો આ માનવ બ્હેનના પ્રેમની પરીક્ષા લેવા આવ્યા. એક છુપાયું પાણીઆરે ને બીજું ચૂલામાં. બ્હેન પાણી લેવા આવશે ત્યારે કરડી ખાશું! પણ બ્હેને તો ઠોકર ખાતાં જ આશીર્વાદ ઉચ્ચાર્યા કે:

'અમ્મા મારા ખાંડિયા બાંડિયા વીર!
મારા નપીરીના પીર!
જેણે પૂર્યાં હીર ને ચીર!'

ચિત્રમાં વ્રતિનીનાં નેત્રોથી પ્રેમલ ભગિની ભાવ નીતરે છે, પછવાડે નાગપાલિત એટડો બામા-ઘેરનાં સ્મરણો અનુભવે છે. લાખો પિયરવિહોણી સીમન્તિનીઓના હૃદયમાં પરાશ્રય પ્રત્યે સ્નેહ જગાડતું વ્રત આ ચિત્રમાં દીર્ઘજીવી થયું.

**ગોવ્રતઃ** એટલે લોકજીવનમાં શ્રાવણ વદી ચોથનું બોળ ચોથ વ્રત. આખા જ ગામની ઉપવાસની ગૃહિણીઓ ગામોટના ઘરની ગાયને ગળે ફૂલહાર પહેરાવી કપાળે કંકુ-ચાંલ્લો કરે અને ગ્રામકવિતા ગાય કેઃ

'ગાય રે ગાય! તું મોરી માય!
નદી નદી ડુંગરે ચરવા જાય.
ચરી કરી પાછી વળી,
ગંગાજળ પાણી પીવા ગઇ,
સામે મળિયો સિંહ ને વાઘ,
વાઘ કે' મા, તુંને ખાઉં!
ના રે ભાઇ, મને ના ખવાય,
મારા છાણનો ચોકો થાય,
મારૂં દૂધ મા'દેવને ચડે,
મારા ઘીના દીવા બળે.'

પૂજનના મર્મો સમજાઇ ગયા! ખેતીકારોની એ પરમ ઉપકારિણીને પૂજાસ્થાને સ્થાપી તેમાં શી નવાઇ? ગ્રામજીવનને સજીવન કરતો ગાયખીલોઃ ને માતૃત્વનાં સર્વ લક્ષણોએ સભરભર ગાયનું ભદ્રિક સ્વરૂપઃ પૂજનારીની પણ ગાયના ભાવો જોડે એકતાલ બનતી મુખમુદ્રાઃ એવા સર્વ સુમેળમાંથી માનવી અને ગાય વચ્ચેની આત્મીયતા ઝલકે છે.

**ઋષિપંચમીઃ** લાયક ભરથાર, સુખરૂપ સાસરવાસ, આશ્રયદાતા અનાથોની જોડે પણ આત્મીયતાની લાગણી અને ગોધનની પ્રાપ્તિઃ એ સર્વ મનોરથોની ઝંખના તેમજ ઉદ્યમનો સંદેશ આપનારાં વ્રતોની અંદર દેહશુદ્ધિના સંસ્કારને જાગ્રત કરતું વ્રત છે ઋષિપંચમીનું. સ્ત્રીજીવનની દેહશુદ્ધિનું દ્વાર એનું રજસ્વલાપણું છે. એ અશુચિની અકેક રજને પણ લોકસમાજે નુકસાનકારક માની. એવું નુકસાન પહોંચાડવાનું રજસ્વલાને માટે અનિવાર્ય બને છે. પણ તેથી કરીને જ પોતાની અશુચિ પ્રત્યેની એની જાગ્રતતા વધુ આવશ્યક. માટે જ થએલા દોષો પ્રત્યે જાગ્રત રાખતા આ વ્રતમાં સ્ત્રી જળાશયતીરે બેસીને શુચિનાં શુભ્ર નક્ષત્ર રૂપ નિર્મલ સપ્તર્ષિનું આવાહન કરે છે. કનુભાઇના ચિત્રમાં તટે બેઠેલ વ્રતિની સામે જળમાં કમળો તરી રહ્યાં છે; ને કમળ એટલે પરમ શુભ્રતાનું પ્રતીક. કેવળ દેહશુચિનું જ ધ્યાન ધરતી આ વ્રતિનીને કમલ પર એકાગ્ર કરાવીને કલાકારે વ્રતની સર્વ બિભીષિકા ભૂંસાડી નાખી છે. અસલ વ્રતની કથામાં એ તત્ત્વે બિહામણુંરૂપ ધર્યું છે. ને વ્રતને લગતાં પૂજન-સામગ્રી, કવિતા, સાહિત્ય તેમજ કલાની ખૂબી જ એ હોવી ઘટે કે દોષની ભયાનકતાને એ રમ્યતાથી દૂર કરે.

કલ્પિત પારલૌકિકતાનું નહિ પણ આ જીવનલોકનું જ સમૂહગત મંગલ વાંછનારી વ્રતિનીઓને ચિત્રકારે પોતાનાં રંગરેખાનો સંસ્કાર પહેરાવ્યો છે. આત્મીય મનોરાજ્યોમાં પણ જે સ્પન્દનો છેક કિશોરી અવસ્થાથી સ્ત્રીજીવનને મર્મરિત કરી મૂકે છે તેને કનુએ રેખામાં રમતાં કર્યાં છે. વ્રતો જ્યારે ધાર્મિક વહેમોમાંથી છુટકારો પામી કલાના પ્રદેશમાં દાખલ થાય છે ત્યારે તેની માંગલિકતા સાચેસાચી જીવનની સુંદરતા બને છે. જટિલ ક્રિયાકાંડ અને વિકૃતિમય વૈરાગ્યે દમનની ચૂડમાં લીધેલું ગુજરાતનું બાલ કિશોર અથવા યુવાન વૃદ્ધ નારીજીવન આવાં ચિત્રોમાંથી વ્રતોમાં મહેકતી મુક્ત જીવનકલાનો રસ અનુભવશે. વ્રતચિત્રાવલિની આ દસે કૃતિઓ, મારા અંતરમાં તો જે આજ પર્યંત ગુંજી રહ્યું હતું, અને મારા 'કંકાવટી'ના બે સંગ્રહોની લાંબી પ્રસ્તાવનાઓમાં પણ હું જે વ્યક્ત નહોતો કરી શક્યો તે વ્રતતત્ત્વને વાતાવરણમાં ચિરગુંજિત કરી મૂકે છે.

મુંબઇ ૨૬-૮-૩૬ **ઝવેરચંદ મેઘાણી**

